॥ સનાતન પરમો ધર્મ ॥

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર

પ્રચાર પ્રસાર જાગૃત ઉજાગર

# સનાતન ધર્મ પત્રિકા

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ નખત્રાણા-કચ્છ

કાર્યાલય: ૫૦૧ - ૫૦૪, પાંચમો માળ, નરોડા બિઝનેસ હબ કોમ્પલેક્ષ, નરોડા દેહગામ રોડ, એસપી રિંગરોડ પાસે, નરોડા - અમદાવાદ ૩૮૨ ૩૩૦.

● સં. ૨૦૭૬ ● શ્રાવણ સુદ - ૫ ● તા. ૨૫-૦૭-૨૦૨૦ ● શનિવાર SDP NO: 98 MOB. : WHATSAPP- 9422884366, 7410087935. hmtsanatandharmpatrika@gmail.com

## નખત્રાણા ખાતે મુખ્ય બજારના રસ્તાનું થયું ખાત મુહૂર્ત



**ભલું થયું ભાગી જંજાળ..**

**અંતે નખત્રાણામાં મુખ્ય બજારના રસ્તાનું ખાત મુહૂર્તનું શુભ મુહૂર્ત નીકળ્યું.**

અહીંની મુખ્ય બજારના માથાના દુખાવા રૂપ ઉબડ ખાબડ રસ્તા માટે અનેક વખત અધિકારીઓ પદાધિકારીઓ ની પગ ચંપાઈ કર્યા બાદ આજે આ રસ્તો બનાવવાનું શુભ મુહુર્ત નીકળતા લોકોએ આનંદ વ્યક્ત કર્યો હતો.

અવાર નવાર વરસાદના કારણે આ રસ્તો ધોવાઈ જતો હોય છે, જેના કારણે રાહદારીઓ તેમજ વ્યાપારીઓને ભારે મુશ્કેલીનો સામનો કરવો પડતો હતો. અવાર નવાર પંચાયત દ્વારા પાટાપીડી કરી ચલાવાતું હતું, પણ વરસાદ આવે એટલે પાછી એજ સ્થિતિ સર્જાય. જે રસ્તાનું આજે શુભ મુહૂર્ત નીકળતા ખાત મુહૂર્ત કરવામા આવ્યું હતું. રૂપિયા ૧૨.૫૦ લાખના ખર્ચે આ રસ્તો બનાવવામા આવશે. તાલુકા પંચાયત પ્રમુખ નયના બેન પટેલ, ટીડીઓ જોષી સાહેબ, સરપંચ શ્રીમતી લીલાબેન પાંચાણી, જીલ્લા પંચાયતના સરપંચ વસંત વાઘેલા, ઉપ સરપંચ ચંદનસિંહ રાઠોડ, સહિત અન્ય સામાજિક અને વ્યાપારી અગ્રણીઓ તેમજ ગ્રામ પંચાયત સ્ટાફ વગેરે આ ખાત મુહૂર્તમાં ઉપસ્થિત રહેલ હતા.

## શ્રી કડવા પાટીદાર ઔરંગાબાદ સમાજનું કોવિડ ૧૯ ટેસ્ટ બાબતે એક વિશેષ કાર્ય



તા.૨૪.૦૭.૨૦૨૦ ને શુક્રવારના દિવસે પાટીદાર ભવન ઔરંગાબાદ ના પ્રાંગણમાં શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ તથા ઔરંગાબાદ ઈન્ડસ્ટ્રીયલ સપ્લાયર એસોસિએશનના સંયુક્ત વિધ્યમાને મહાનગરપાલિકા અને ઔરંગાબાદ જૈન સંઘટનના સહયોગ થી કોરોના વાયરસની જાંચ માટે મફત એન્ટીજન ટેસ્ટનું આયોજન કરવામાં આવેલ છે. બે દિવસ ચાલનારા આ આયોજનમાં મુખ્યતા આપણી જ્ઞાતિના ભાઈઓ તેમજ (AISA) સંઘના સદસ્યોએ પોતાના ટેસ્ટ કરાવેલ છે. આ આયોજનમાં અંદાજીત ૨૦૦૦ ટેસ્ટ લેવાશે એવી ગણત્રી રાખવામાં આવેલ છે.

ઉપરોક્ત માહિતી ઔરંગાબાદ સમાજનાં મહામંત્રી શ્રી ગોપાલભાઈ દિવાણી અને ઔરંગાબાદ ઈન્ડસ્ટ્રીયલ સપ્લાયર એસોસિયનના પ્રેસિડેન્ટ શ્રી મંગળભાઈ રવાણી તેમજ યુવક મંડળના મંત્રી ધિરજભાઈ સાંખલા દ્વારા આપવામાં આવેલ. આ સાથે પ્લાયવુડ એસોસિએશન અને ટિમ્બર એસોસિએશન પણ સમ્મિલિત છે. જેના દરેક સભ્યોને જાંચ માટે આગ્રહ કરવામાં આવેલ છે. આ સંગઠન સિવાયના અન્ય વ્યક્તિઓ પણ આ આયોજનનો લાભ લઈ શકે છે.

## શ્રી અ.ભા. ક. ક. પા.સમાજ ની પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા પ્રસ્તુત "સનાતન ધર્મ પત્રિકા" ૧ મિનિટ ના સમાચાર માં પૂછાતા પ્રશ્ન ના જવાબ અને વિજેતા

**તા. ૨૨-૭-૨૦૨૦ પ્રશ્ન નંબર ૫૪**

માનનીય શ્રી નરેન્દ્ર દામોદરદાસ મોદી ૨૦૧૪ માં ક્યા નિવાર્ચિત ક્ષેત્રથી લોકસભાની ચૂંટણી લડવા માટે ઉભા રહ્યા હતા.

**સાચો જવાબઃ** વારાણસી અને વડોદરા, બંને નિવાર્ચિત ક્ષેત્રથી ચૂંટણી લડી બહુમત હાંસિલ કરેલ.

**સાચા જવાબના વિજેતા :-** વિનોદ માવજીભાઈ ભગત, ભૂજ - કચ્છ, મો. ૯૮૨૫૪ ૫૩૫૬૨

**આજનો સવાલ**



ફોટામાં દર્શાવેલ ચિત્ર કઈ રાશિનું ચિન્હ છે? જે એક ગંભીર બિમારી તરીકે ઓળખાય છે.

આપનો જવાબ આપના નામ અને ગામ સાથે આજ રાત ૧૨ વાગ્યા સુધીમાં વોટ્સેપ દ્વારા 7718977774 પર મોકલો અને જીતો ઈનામ ...

આપણું મુખપત્ર, આપણો સમાજ, ઘર ઘર પહોંચાડીએ આપણો અવાજ..



## જન્મ દિવસની ખૂબ ખૂબ શુભેચ્છા






નાશિક સમાજના સન્માનનીય ટ્રસ્ટી અને નાશિક સમાજના ઉપ પ્રમુખ, યુવાઓના માર્ગદર્શક એવા શ્રી ઉમેશભાઈ ભાવાણીના જન્મદિવસ નિમિત્તે ખૂબ ખૂબ શુભેચ્છાઓ .......

સાથે સાથે આપ વેપાર ઉદ્યોગ અને સમાજીક ક્ષેત્રે તેમજ અમૂલ્ય જીવનમા ઉત્તરોતર પ્રગતિ કરતા રહો સાથે સાથે આપનું જીવન વૃક્ષોની જેમ વિશાળ અને હરિયાળું બને તેવી ઈષ્ટ દેવ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણ અને મા ઉમિયા પાસે પ્રાર્થના.

આપ હંમેશા મસ્ત રહો , વ્યસ્ત રહો, તંદુરસ્ત રહો. આપણુ જીવન હંમેશાં અન્ય ને પ્રેરણા રૂપ બની રહે એવી પ્રભુ પાસે પ્રાર્થના...

ઉમેશભાઈ ભાવાણી આપને આપના જન્મદિવસ પ્રસંગે પ્રચાર પ્રસાર સમિતિના સર્વે સભ્યો શુભકામનાઓ સાથે આપ જીવનમાં હર સોપાનો સર કરતા નવી કિર્તી સ્થાપિત કરો એવી જગત જનની મા ઉમિયાના ચરણે પ્રાર્થના.

## કચ્છમાં પાટીદારની રાજકીય કારકિર્દી પરથી આફત ટળી

ગઢશીશાના સરપંચ ભાઈલાલ છાભૈયાને હોદ્દા ઉપરથી દૂર કરવાના આદેશ ઉપર જિલ્લા વિકાસ કમિશ્નર દ્વારા મનાઈ હુકમ આપવાની સાથે રોક લગાવવામાં આવી છે.

શ્રી ભાઈલાલ માધવજી છાભૈયાની મનાઈ હુકમની અરજી ગાંધીનગર વહીવટી કાર્યાલય તરફથી વેબ હીયરીન્ગમાં મંજૂરી મળી છે. એટલે ફરીથી તેઓશ્રી ગઢશીશા ઘોડાલખ જુથ ગ્રામ પંચાયતના સરપંચ પદે આરૂઢ થયા છે.

પાટીદાર રાજકારણમાં બહુ સક્રિય ના થાય તે માટે પણ કેટલાક રાજકારણીઓ સક્રિય હોય છે જેમાં આવી ઘટનાઓ બનતી હોય છે. જેનું પાટીદાર સમાજના રાજકીય સમીક્ષકોએ જરૂર ધ્યાન રાખવું રહ્યું.

# આજની ચિંતનકણિકા

## મિશન અભિમન્યુ

સંયોજકઃ બાબુભાઈ ભાવાણી, બારડોલી.

બાળવિકાસની સચોટ દિશા સૂચવતું અષ્ટસૂત્રી બાલોપનિષદ :

ગતાંકથી ચાલું

(૫) બાળકના સર્વતોમુખી વિકાસની દિશાઓ ખોલો... એ એકાંગી કે સ્વાર્થી નહીં બને. એ પૂર્ણવિકસિત પુષ્પની જેમ ખીલશે. એની સુરભિ ચોમેર પ્રસરશે. પોતે અર્જિત કરેલી ક્ષમતાઓ એ હોંશેહોંશે સમાજને અર્પણ કરશે.

(૬) બાળકમાં અનુશાસન, સ્નેહ અને વિવેકનો ત્રિવેણીસંગમ રચો...એ સ્વચ્છંદી, નિર્દયી કે વિવેકશૂન્ય નહીં બને. મનુષ્યને શ્રેષ્ઠત્વ પ્રદાન કરનારાં આ લક્ષણો છે. આવા ગુણો એનામાં સહજપણે પ્રગટે એવો વ્યવહાર મોટા લોકોએ...પરિવારજનોએ કરવો જોઈએ, કારણ કે બાળકને ઉપદેશ નહીં, ઉદાહરણ જોઈએ. કેવળ વિચાર નહીં, આચારનો આધાર જોઈએ.

(૭) બાળકને તમારો 'અ'મૂલ્ય એવો મહામૂલો સમય (quality time) આપો. એ સંપત્તિ નહીં, સહવાસ ઝંખે છે. એ પૈસો કે ભૌતિક વસ્તુઓ નહીં, તમારો પ્રેમ ઝંખે છે. તમે પ્રેમથી એને સંતૃપ્ત કરો, એ જીવનભર તમને પરિતૃપ્ત રાખશે.

(૮) શિક્ષણ દ્વારા વિનોદ અને વિનોદ દ્વારા શિક્ષણ કરો. બાળકને બહાર લાગે એવી ભારેખમ અને નિરર્થક વાતો ન કરો. એને સમજાય એવી, ગમે એવી અને આનંદવર્ધક વાતો કરો. આમ કરવાથી એની ગ્રહણશીલતા સોળે કળાએ ખીલશે. બાળકને ખબર પણ ન પડે અને આવડી જાય એનું નામ શિક્ષણ!

આ આઠ સૂત્રો બાળઉછેરનાં અતિ મહત્ત્વનાં સૂત્રો છે.

અમલમાં મૂકી જુઓ...

તમારી અને બાળકની વચ્ચે સ્વર્ગીય અનુભૂતિનો સેતુ રચાશે.

# મિશન રાજકીય અંતર્ગત જ્ઞાતિજનો માટે ગર્વના સમાચાર

અલ્પેશ રામાણી - PRO - સાબર રીજીયન




ભારતીય જનતા પાર્ટીના નેતૃત્વ દ્વારા તખતગઢ ગામના યુવા સરપંચ અને રાષ્ટ્રીય સ્વયં સેવક સંઘના કાર્યકર્તા **નિશાંત રમણભાઈ માકાણી** ની પ્રાંતિજ તાલુકા ભાજપના મંત્રી તરીકે પસંદગી થઈ છે.

આ સિધ્ધિને લઈ તખતગઢ ગામ તથા કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજનું તેઓએ ગૌરવ વધારેલ છે. તેઓ રાજકીય ક્ષેત્રે ખુબ ખુબ પ્રગતિ કરે એવી સમગ્ર જ્ઞાતિજનો વતી શુભકામનાઓ પાઠવે છે.

# અવસાન સમાચાર

તારીખ : ૨૩.૭.૨૦૨૦

સ્વ. મંજુલાબેન અમૃતભાઈ રામજીયાણી

ઉંમર વર્ષ - ૪૭, કચ્છ - નેત્રા (માતાજી), હાલે- તંજાવુર (તમિલનાડુ)

તારીખ : ૨૪.૦૭.૨૦૨૦

સ્વઃ શામજીભાઈ વિશ્રામ ભાવાણી

ઉંમર વર્ષ- ૭૯, કચ્છમાઃ આનંદસર, હાલે સેટેલાઈટ, અમદાવાદ.

સ્વ. રામજીભાઈ સામજીભાઈ ચૌહાણ (સુજાણવાળા)

ઉંમર વર્ષ ૬૬, કચ્છ - ખોંભડી, હાલે - મહુવડ, તાલુકાઃ પાદરાવાળા



કાર્યાલયઃ ૫૦૧ - ૫૦૪, પાંચમો માળ, નરોડા બિઝનેસ હબ કોમ્પલેક્ષ, નરોડા દેહગામ રોડ, એસપી રિંગરોડ પાસે, નરોડા - અમદાવાદ ૩૮૨ ૩૩૦. મોબાઈલ : ૭૭૧૮૯૭૭૭૭૪.